# મુંબાઈના ભાવસાર જ્ઞાતિના સુરતી તડની

# પત્રિકાનો જવાબ.



સુરતીઓએ "શ્રી મુંબાઈની ચારે તડાની પંચના ભાવસાર જ્ઞાતિ બંધુઓને નિવેદન' વાળી એક પત્રિકા છપાવી મુંબાઇની ભાવસાર જ્ઞાતિમા તેમજ બીજાં ગામોમાં વ્હેંચાવી છે. એ પત્રિકામાં અતિ ક્ષુદ્રપણે દમણીઆ તડ તથા તેના કાર્યકર્તાઓપર હુમલાઓ કર્યા છે. અજાણ્યા માણસોના હાથમાં એ પત્રિકા જાય તો તેઓ બીલકુલ સમજી પણ શકે નહિ કે દમણીઆ તડ અને સુરતીઓ વચ્ચે શા માટે આટલો તિવ્ર મતભેદ ઉભો થયો છે? જ્ઞાતિમાં બનેલી સત્ય હકિકત એ પત્રિકામાં ઇરાદાપૂર્વક અંધારામાં રાખી છે, એટલુંજ નહિ પણ દમણીઆ તડે તા૦ ૧૫ મી ઓગસ્ટ ૧૯૨૩ ના દીને લખેલા પત્રમાં સહી કરનારાઓનાં માત્ર નામો છાપી છુટાછવાયા શબ્દ ટાંકી તેના વાસ્તવિક રહસ્યને ઉલટાવી જ્ઞાતિમાં બેદીલી ફેલાય એવા જાણી જોઇને અનર્થ કર્યા છે, વાસ્તે જ્ઞાતિમાં બનેલી સત્ય હકીકત તથા દમણીઆ તડે લખેલા પત્રની નકલ બહાર પાડવાની અતિ આવશ્યકતા છે.

દમણીઆ તડના એક માણસે બીજી જ્ઞાતિની સ્ત્રી સાથે "સીવીલ મેરેજ એક્ટ" પ્રમાણે લગ્ન કર્યું, તેથી તેની સાથનો જ્ઞાતિ વ્યવહાર દમણીઆ તડે બંધ કરવાનો ઠરાવ કર્યો.

દમણીઆ તડના એક ગૃહસ્થની એક વિધવા પુત્રીએ એક જણ સાથે ઘરઘરણું કીધું, પણ ઘરઘરણું કરનારની નાતરાની આગલી બૈરી હૈયાત હોવાથી તેઓ સાથનો પણ જ્ઞાતિ વ્યવહાર બંધ કરવાનો ઠરાવ દમણીઆ તડે કીધો.

ઉપરોક્ત બન્ને ઠરાવોને લગતા પત્રો તા. ૧-૭-૨૩ ના દીને દમણીઆ તડે જ્ઞાતિનાં બીજાં ત્રણ તડો-ગણદેવીયા, બહારકોટીયા, અને સુરતી-પર હંમેશના ધારા પ્રમાણે નોંધ લેવા તથા પોત પોતાનાં તડોમાં બંદોબસ્ત જાળવવા માટે મોકલ્યા હતા. પરંતુ જ્ઞાતિનાં બીજા તડો કરતાં સુરતીઓનું તડ વધારે ડહાપણથી ભરેલું તથા કાયદા કાનુનમાં ખા હોવાનો દાવો કરી તા. ૨૮-૭-૧૯૨૩ ના દીને દમણીઆ તડ પર એક ધમકી ભરેલો પત્ર લખ્યો કે દમણીઆ તડના સદરહુ ઠરાવવાળા પત્રો સુરતીઓને બંધન કરતા નથી. આ પ્રમાણે દમદાટી કરી દમણીઆ તડને હમેશાંને માટે દબાવવા સુરતીઓએ પ્રયત્ન કર્યો. દમણીયાનું તડ આવી દમદાટીથી ભય પામ્યું નહિ, પણ તે પત્રનો જવાબ નીચે મુજબ આપ્યો.

"મુંબાઇ તા. ૧૯ મી ઓગસ્ટ ૧૯૨૩.

## ખાઉં ખરો, ન કરૂં વરો, અને પટેલ મને કરો.

રા. જમનાદાસ ગોપાળદાસ, મગનલાલ હરગોવીંદદાસ, ચુનીલાલ ફકીરચંદ, જમનાદાસ દુલ્લભદાસ.

શ્રી ભાવસાર જ્ઞાતિના સુરતી તડના કાર્યવાહકો.

**શ્રીમાન મહેશયો!**

નમસ્તે.

તમારો તા. ૨૮ મી જુલાઇ ૧૯૨૩નો પત્ર અમારા તડની આજ રોજની પંચમાં રજૂ કર્યો હતો, અને તેના જવાબમાં અમારા તડની પંચ નીચે મુજબ લખી જણાવે છે.

તમો મી૦ ડાહ્યાભાઇ કલ્યાણજીને માટે લખો છો કે "જે શખસ અમારા તડમાં નથી અને એના ઉપર કોઇ રીતનો અમારો અધિકાર નથી" વગેરે, તો તે બાબતમાં અમારા તડને ઘણી દીલગીરી સાથે લખવું પડે છે, કે તમારી સલાહ લઇ અમારે ઇન્સાફ કરવાની કાંઇ જરૂર નથી. તેમજ તમો વગર પૂછે જે સલાહ આપવા તૈયાર થયા છો, તે માટે તમોને અમારૂ તડ ધન્યવાદ આપી શકે નહિ. કારણ કે ભા. ડાહ્યાભાઇ કલ્યાણજી ગણદેવીઆ તડનો મેમ્બર હતો અને ગણદેવીયા તડના આગેવાનો, અને વહિવટદારો રા. ગોરધનદાસ લક્ષ્મણ તથા વિઠ્ઠલદાસ નારણદાસનો પત્ર અમારા ઉપર તથા બીજાં તડો ઉપર ડાહ્યાભાઇ કલ્યાણ વિષેના ઠરાવનો કાગળ તા૦ ૧૯ મી નવેમ્બર ૧૯૨૨ ના દીને લખ્યો હતો તે પત્ર માટે તમો જાણી જોઇને આખાડા કરતા હશો; અથવા તો ભૂલથી શરત ચૂક થઇ હોય તો તે માટે અમો તે પત્રનાં કેટલાંક વાકયો નીચે મુજબ ટાંકીએ છીએઃ—

> "ભાવસાર ગણદેવીયા તડની પંચમાં થોડા વખતથી એકડાનો લાગો આપી દાખલ
> "થયેલા ભા. ડાહ્યાભાઈ કલ્યાણજીએ થોડા વખતથી હમારા (ગણદેવીયા) તડમાંથી
> "રાજીનામુ આપ્યું છે જે તા૦ ૨૨-૧-૧૯૨૨ એ હમારા (ગણદેવીયા) તડની
> "પંચ મળી હતી તેમાં બહાલ રહયું છે. અને હવે તેમના (ડાહ્યાભાઇ
> "કલ્યાણજી) ના કાર્ય સાથે ભાવસાર ગણદેવીયાની પંચને લાગતું વળગતું નથી.
> "અને પંચના નિયમોથી પણ અલગ છે તેની નોંધ લઇ તમારી પંચમાંથી તેનું
> "જ્ઞાતિપંચ તરફનું અલગપણું દર્શાવવા કૃપા કરશોજી" વિ. વિ.

ગણદેવીયા તડે સ્પષ્ટ લખ્યું છે કે "તેનું જ્ઞાતિ પંચ તરફનું અલગપણું દર્શાવવા કૃપા કરશોજી" આ ઠરાવને અમારા તડે ભા. ડાહ્યાભાઇ કલ્યાણજીને જ્ઞાતિ પંચથી અલગ કરવા ફરી બીજા ગુન્હા માટે પુષ્ટી આપવા ઠરાવ કર્યો છે. તેમજ બાઇ અમારા તડની છોકરી હોવાથી અમોને ઇન્સાફ કરવાની સર્વ સત્તા છે. વાસ્તે તમારી ડાહી ડાહી વાતો નકામી છે. વળી તમો લખો છો કે 'જ્ઞાતિના કામમાં મદદ કરે તેને તમો ભારે સજા કરવા નિકળો છો પણ જે

માણસ પરજ્ઞાતિમાં બનતા કાર્યમાં મદદ કરે તે સર્વને તમો પૂછી પણ શકતા નથી" વિ. વિ. આ વાકયનું સ્પષ્ટિકરણ નથી કે પરજ્ઞાતિના કયા કામમાં અને કોણે મદદ કરી.

વળી વિશેષમાં તમો લખો છો કે તા૦ ૧-૭-૧૯૧૭ ના દીને સમસ્ત પંચે કેટલાક ઠરાવો કરી ચોપડી છપાવી જ્ઞાતિમાં વેંહેચાવેલી છે અને કેટલાક જ્ઞાતિ બંધુઓએ તે કાયદાઓને માટે સહીઓ પણ આપેલી છે અને તે ચોપડીની કલમ ૧૯-૨૦ પ્રમાણે સમસ્ત પંચને ઇન્સાફ કરવાની સત્તા છે. આ બાબતમાં અમારૂં તડ લખી જણાવે છે કે સદરહુ કાયદાઓનો ભંગ તમોએજ કરેલો છે અને તે યોગ્ય વખતે પુરવાર થશે તે ઉપરથી એ કાયદાઓ અમોને બંધન કરતા નથી.

છેવટમાં અમારી તા૦ ૧ લી જુલાઇ ૧૯૨૩ ની બે ચીઠ્ઠીઓ તમારા સુરતી તડને બંધન કરતા નથી એમ ગણી તમારૂં તડ ભા. ડાહ્યાભાઇ કલ્યાણજી તથા મી૦ છગનલાલ વિઠ્ઠલદાસ અને કાસીબાઇ તુલજારામ (તુલસીદાસ) સાથે જ્ઞાતિ વ્યવહાર કરવા પત્રદ્વારા હિંમત કરો છો તો તે પ્રમાણે તમારા તડમાં તેઓ સાથે વહેવાર કરવા તમો સ્વતંત્ર છો તેમજ અમોને પણ તમારા તડને અગ્રામીયાઓની માફક ગણવાની ફરજ પાડો છો. કારણ કે તમારા સુરતી તડનો ઇતિહાસ જોતાં તમો મુંબાઇના ભાવસારો સાથે સુરતી લોકો અપવાદ બાદ કરતાં રૂ. ૫૦૧ ની વરોડી લઇ બેટી વહેવાર કરે છે વાસ્તે અમારૂં તડ તમોને અગ્રામીઆ તડની માફક લેખે છે.

તમારા તડ તરફથી મુંબાઇના ભાવસારોને કોઇ પણ જાતનો લાભ નથી તેમજ નુકશાન પણ નથી. તમારા સુરતીઓ તરફથી સમસ્ત પંચને પૈસા વિગેરેનો ફાળો પણ કોઇ દિવસ મળ્યો નથી. પણ તમારૂં સુરતી તડ આ કહેવત પ્રમાણે વરતે છે.

"ખાઉં ખરો, ન કરૂં વરો, અને પટેલ મને કરો."

એજ.

લી૦ દમણીઆ તડની પંચ."

(સુરતીઓની પત્રિકામાં સહી કરનારાનાં નામો આપેલાં હોવાથી અત્રે તે નામો પાછાં આપતા નથી.)

ઉપલા પત્રમાં દમણીઆના તડે વરા તથા જ્ઞાતિ ભોજનની બીલકુલ વાતજ કરી નથી, છતાં સુરતીઓએ જે પત્રિકા બહાર પાડી છે તેમાં માત્ર દમણીઆના તડે ટાંકેલી કહેવતને મારી મચડી કાગનો વાઘ બનાવવા સારૂ તેના શાબ્દિક અર્થ ઉપર અન્ય જ્ઞાતિ બંધુઓને દોરવવા પ્રયત્ન કર્યો છે. દમણીઆના તડના ઠરાવોને સુરતી તડે માન આપવાની સાફ ના પાડી, તેથી દમણીઆ તડે ઉપલો પત્ર લખી સુરતી તડને તડ તરીકે નહિ ગણવાની ફરજ પડી છે, અને સુરતીઓને ઉપલકીયા તરીકે ગણવાનો ઠરાવ કર્યો છે. આથી સુરતીઓએ પોતાની

સ્થિતિ "અક્કરં કાઢતાં પેઠું ઊંટ" જેવી થયેલી જોઇ, તેથી મજકુર પત્રિકા છપાવી જ્ઞાતિનાં બીજાં તડોને લડાવવામાં કચાસ નહિ રાખવા સારૂ નીચે મુજબ વ્યર્થ ઉશ્કેરે છેઃ—

"**દમણીઆ તડની પંચે** પોતે કીધેલા **વરાઓ** જાહેરમાં લાવવા અને પોતાની **આનદાની** દેખાડવા બહાર પડયા છે." "**દમણીઆ તડની પંચના** બંધુઓ જે વરા કરે છે તે દરેક ઉપર **ઉપકાર** દાખલ કરે છે, કારણ કે બીજા તડોના બંધુઓ તે લોકોને કહેવા જાય છે કે તમો વરો કરો હમોને ખાવા મળતું નથી. તેથી એ લોકોને વરા કરવા પડે છે. એટલે પછી એ લોકો કંઈ પણ દેખાડે તેમાં નવાઇ શું? માટે હવે દરેક બંધુઓએ દમણીઆ તડની પંચમાં વરામાં **જમવા જતા પહેલા** તે લોકો કંઈ સંભળાવે તે સાંભળવાની મરજી હોય તોજ, અથવા પોતે વરો કરી તે લોકોને **જમાડવાની શકિત** રાખતા હોય તેવાજ સખશે જમવા જવું. નહિ તો આજે હમોને (સુરતી તડની પંચને) કંઈ દેખાડયું તેમ કાલે બીજા તડની પંચના બંધુઓને નહિ કંઈ દેખાડે તેની **ખાત્રી** શું? માટે વિચાર કરી જમવા જવું."

વાંચકગણને આ ઉપરથી શું સિદ્ધ નહિ થશે, કે ભાઇ જમનાદાસ ગોપાલદાસ. વિ. સુરતીઓએ પોતાના કુળદુપ ભેજાંઓમાંથી હડહડતી જુઠ્ઠી અને બનાવટી ઉપલી કલ્પનાઓ ઉભી કરી છે! તેમજ દમણીઆ તડ પર એટલા બધા નિચ વૃતિથી હુમલાઓ કરેલા છે તે માટે તો દમણીઆનુ તડ યોગ્ય બંદોબસ્ત કરવા સમર્થ છે.

"ખાઉં ખરો, ન કરૂં વરો, અને પટેલ મને કરો" એ કહેવતનું વાસ્તવિક રહસ્ય આ પત્રિકા વાંચવાથી સમજાશે.

મજકુર પત્રિકામાં સુરતીઓ લખે છે કે દમણીઆ તડની પંચે સમસ્ત પંચનો કાયદો તોડી આપખુદ સત્તાથી ઇન્સાફ કર્યો. દમણીઆ તડના ગૃહસ્થે પરકોમની સ્ત્રી સાથે લગ્ન કીધું, તેથી દમણીઆ તડની પંચે પોતાના તડનો ઇન્સાફ કીધો, તેમાં સમસ્ત પંચનો કાયદો તોડયો નથી. સમસ્ત પંચે આવી બાબતનો ઇન્સાફ કરવાનો કદિ પણ કાયદો બાંધેલો નથી. પરંતુ સુરતીઓને સ્વાર્થ સાધવા દમણીઆ તડના વહીવટમાં માથુ મારી દંડ વગેરેના પૈસાનો ફાળો લેવો છે. એટલેજ "ખાઉં ખરો" એમ લખ્યું છે.

જ્ઞાતિના સારા રિવાજ તોડનાર પર દમણીઆ તડ તથા બીજાં તડવાળા બરાબર અંકુશ રાખી દંડ વસુલ કરી સમસ્ત પંચ મારફતે એક બીજાં તડને ફાળો આપવા ઉત્સુક રહેતાં, પણ સુરતી તડ પોતાનાં તડના ગૃહસ્થ પર, લાંબો વખત થયાં છતાં, અંકુશ રાખી દંડ વસુલ કરી ફાળો પ્હોંચવા અશકત હોવાથી દમણીઆ તડની ટાંકેલી કહેવત "ન કરૂં વરો" વ્યાજબી રીતે લાગુ પડે છે. એજ કારણસર મુંબાઇના ગણદેવીઆ તડના આગેવાન સ્વર્ગવાસી

નારણદાસ લક્ષ્મણદાસ તથા ભીખાજી ફકીરચંદે પોતાના તડના બારે કેસનો ઇન્સાફ કરવાની પહેલ પોતાના તડમાં કરી, માટે તેઓને ધન્યવાદ ઘટે છે. દમણીઆ તડે પણ તેનું અનુકરણ કર્યું છે.

પરકોમની સ્ત્રી સાથે લગ્ન કરનારા સાથનો જ્ઞાતિ વ્યવહાર બંધ કરવાનો ઠરાવ દમણીઆ તડે કર્યો, આવા ઠરાવ સિવાય સુરતીઓ સમસ્ત પંચ મારફતે 'બાવસાર પીનલ કોડ' બનાવી અસાધારણ રીતે ઇન્સાફ કરી શું કંઇ વિલક્ષણ શિક્ષા કરવાના છે? પોતાની ચાર ગામમાં જાહેર પટલાઇ માની ભાઇ જમનાદાસ ગોપાળદાસ મહેતા વિ૦ સુરતીઓ દમણીઆ તડની પણ પટલાઇ માંગવા નીકળ્યા, એ ઉપરથીજ સિદ્ધ થાય છે કે "**પટેલ મને કરો.**"

બીજા કેસમાં બાઇ દમણીઆ તડના ગૃહસ્થની પુત્રી છે, વાસ્તે દમણીઆ તડે ઇન્સાફ કર્યો, કારણ કે ઘરઘરણું કરનાર ગણદેવીઆ તડથી અલગ થયા પછી સમસ્ત પંચના બીજા કોઇ પણ તડમાં દાખલ થયેલો નથી. તેથી સમસ્ત પંચના તા. ૧-૭-૧૯૧૭ ના દીને કરેલા ઠરાવોની ચોપડીની કલમ ૧૯-૨૦ લાગુ પડતી નથી. સદરહુ ચોપડીના કાયદાઓ, જો કે, જે કારણથી બાંધ્યા હતા, તેજ કારણોસર તેજ ચોપડીના કાયદાઓ સુરતીઓએ તોડેલા છે તેથી તે ચોપડી રદ છે. સુરતી તડને પ્રતિવાદીઓએ 'સ્પેશીયલ રીટેનર' કે-'જનરલ રીટેનર'ની 'ફી' આપી સદરહુ કાયદા પ્રમાણે ઇન્સાફ કરાવવા શુ બેરીસ્ટર તરીકે રોકેલું છે? વકીલાત કરવા સુરતી તડને તો નહિ રોકેલું હશે, પણ ભાઇ જમનાદાસ ગોપાળદાસ મહેતાને, બેશક, ખાનગી રીતે તડતડને લડાવી મારવા રોકેલા હશેજ. ત્યાં સુધી ભાઇ જમનાદાસ સુરતી, તડને ઉંધે રસ્તે દોરવી 'જુરીસડીકસન'નો વાંધો લઇ વકીલાત કરવા નીકળે નહિ,

દમણીઆ તડની પંચ હમેશાં ભ્રાતૃભાવ અને સ્નેહ જ્ઞાતિમાં વધે, એજ ધોરણે પોતાની ફરજ બજાવતી આવી છે, અને પોતાના તડની પંચના ઠરાવોની નોંધ દરેક તડની પંચો પર હંમેશના ધારા પ્રમાણે મોકલતી રહી છે. અને તેને આજ દીન સુધી દરેક તડની પંચે માન આપ્યું છે. જ્ઞાતિમાં ગેરસમજુતી ઉભી કરવા દમણીઆ તડનો આખો પત્ર છુપાવી માત્ર ટાંકેલી કહેવતનો દુરઉપયોગ કરી સુરતીઓ વરા તથા ખાવાની નિંદ્ય વૃત્તિ ઉપર ઉતર્યા છે, તો દમણીઆ તડને પણ તે વિષે લખવાની ફરજ ભા. જમનાદાસેજ પાડી છે. અવસર વગર કોઇ વરા કરતું નથી તે છતાં ભા. જમનાદાસ અંગત દ્વેષથી ભા. ડાહ્યાભાઇ લક્ષ્મણદાસને પૂછે છે કે તેઓએ કેટલા વરા કર્યા? ભા. ડાહ્યાભાઇ લક્ષ્મણદાસને ત્યાં અવસર પ્રમાણે વરા થયેલા છે છતાં શું જમનાદાસ ગોપાળદાસ યુવાનોના મરણના તથા સીમંતોના વરા ડાહ્યાભાઇ લક્ષ્મણદાસ પાસે કરાવવા માંગે છે? જો એવા વરા કરાવવાની ઇચ્છા ભાઇ જમનાદાસની હોય તો દમણીઆ તડ તથા ડાહ્યાભાઇ એવા વરા કરવાને ઘણા દિલગીર છે.

દમણીઆ તડના આગેવાનોને સુરતીઓ પૂછે છે કે વરા કરેલાની ટીપ મોકલી આપો. પરંતુ ઇજનેરો, મીસ્ત્રીઓ, અને સોલીસીટરના કલાર્કો વરાની ખાતા વહી રાખતા નથી, તેમ

રાખવાની પરવા પણ કરતા નથી, તે તો પરવારતા ગુમાસ્તાઓજ સારી રીતે ખતવી શકે. મીસ્ત્રીઓ, ઇજનેરો, અને સોલીસીટરોના કલાર્કો પોતાના ધંધામાંથી પરવારતા નથી, પણ ઉઘરાણી તથા 'આઉટડોર'ના બહાને ફરતા મહેતાઓએજ જ્ઞાતિના વરાઓની ખાતા વહી સારી રીતે રાખેલી હશે?

સુરતીઓ લખે છે કે "દમણીઆ તડની પંચમાં જેટલા પટેલ મંત્રી વગેરે નીમાઇ ગયા છે તેમ નીમાય છે, તે સર્વને તેઓના વડીલોથી પેઢી દર પેઢી ઉતરતી આવેલી પટલાઇ છે" અમારા તડના પટેલ મંત્રી વગેરે તો જાહેર હિંમતથી કહે છે, કે તેઓની પટલાઇ વડીલો પાર્જીત નથી. પણ તેઓની તેવાં કામ કરવાની લાયકાત હોવાથી, તેઓને દમણીયા તડે નીમેલા છે. ગાડરીઆ પ્રવાહ પ્રમાણે વંશપરંપરાથી ચાલી આવેલી રૂઢી માફક કોઇને પણ પટલાઇની પેઢીથી ઉતરી આવેલા મીઠા વગરના માણસને પટેલ વા કાર્યવાહક બનાવવા માગતા નથી. પટલાઇ યોગ્યતા વગર સોંપાતી નથી. દમણીઆ તડની પંચ સ્વતંત્ર વિચારવાળી છે. તે યોગ્ય માણસને તેના લાયક કામ સોંપે છે, અને તે પણ અમુક વખત સુધી પછી વળી જ્યારે પંચ મળે તેમાં જે ગૃહસ્થની જેવી લાયકાત તેને તે પ્રમાણે, કાર્યવાહક નીમે છે.

મી૦ જમનાદાસ અંગતદ્વેષના આવેશમાં આવી, દમણીઆ તડના કાર્યવાહકો ઉપર આ પ્રમાણે ટીકા કરે છે, કે "સહી કરનારા વિચાર કરતા નથી, કે આગલી હમારી (દમણીઆઓની) શું હાલત હતી? અને હાલમાં હમો (દમણીઆ) જરા ગણાતા થયા છીએ, તે પણ માંગેલી પટલાઇથી, બાકી બાપદાદાના વારસાની પટલાઇ તો કોઇ પાસે નથી, અને બીજાને કહેવા નીકળતાં શરમાવું જોઇએ. કારણ કે હમારી ( સુરતીઓની ) પટલાઇ તો ચાર ગામમાં જાહેર છે, બાકી તમારા ( દમણીઆના ) મંત્રીઓની પટલાઇ જાહેરમાં નથી, તો તે જાહેર કરવા કોશીશ કરો તો ઠીક કહેવાય" ભા. જમનાદાસ ગોપાલદાસ મહેતા વગેરે સુરતીઓને અમો પુછીએ છીએ કે દમણીઆ તડના આગેવાનોની આગલી હાલત શું ખરાબ હતી. કે જેથી શરમાવું જોઇએ? શું દમણીઆ તડના આગેવાનોએ વારસામાં મળેલી મિલ્કત પટલાલાઇના ફાંકામાં સ્વછંદે ઘોડાની સરતો તથા જુગાર રમી ખોઇ દીધી છે? તન અને બુધ્ધીનો સદઉપયોગ કરી પૈસા મેળવનારને શું શરમાવા જેવું છે?

સુરતીઓ દાવો કરે છે, કે તેઓની પટલાઇ તો ચાર ગામમાં જાહેર છે, સુરતીઓના હેંડબીલમાં સહી કરનારા શું બધા ગૃહસ્થો પટેલો છે અને એઓની પટલાઇ પેઢી દર પેઢીથી ઉતરતી આવેલી છે? અરે! એટલુંજ નહિ, પણ હેંડબીલમાં સહી કરનાર અગ્રેસર મી. જમનાદાસના પિતાશ્રી ગોપાલદાસ, શું પટેલ હતા? મરહુમ ગોપાળદાસ માટે લખવા અમારા તડને ઘણો ખેદ થાય છે, પરંતુ ભાઇ જમનાદાસે સુરતીઓને ઉંધે રસ્તે દોરવી, અમારા તડના આગેવાનોના વડીલો ઉપર હુમલા કર્યા તેથી અમોને આ પ્રશ્ન કરવાની ખાસ ફરજ પાડી છે.

૧૧૫૮૭૯ -



સુરતી તડ રૂ. ૫૦૧) ની વરોઠી લઇ કન્યા આપવાની બાબતમાં મજકુર પત્રિકામાં લખે છે કે "સુરતીઓ તો વરોઠી લે છે કારણ કે જેની જેવી આબરૂ" અને "આબરૂ એટલી બધી કે જાહેરમાં દંડ આપવો પડે" આ ઉપરથી શું પૈસા આપનારની આબરૂની કિંમત અંકાય કે લેનારની ? ખરી રીતે તો કન્યાના માબાપો વરોઠી યા દંડ લેવાને તદન નારાજ હોય છે. પરંતુ વડીલોની પેઢી દર પેઢીએ ઉતરતી આવેલી પટલાઇનો દોર ચલાવનારા સંકુચીત વિચારના પટેલોએ જ્ઞાતિના ગોળ અને ચોરા બાંધેલા હોવાથી નીરઉપાયે કન્યાના માબાપોને જાહેરમાં વરોઠી લેવાની ફરજ પાડી પોતાની જોર હુકમી પટેલશાહી નીભાવે છે. મુંબાઇના ત્રણ તડના ભાવસારો, તેમજ દમણ, વલસાડ અને ગણદેવી ગામના ભાવસારો તો કન્યાદાન કરે છે, ગોળ બાંધી દંડ યા વરોઠી લઇ કન્યાવિક્રયનુ મહા પાપ કરવા માંગતા નથી, તેથી સુરતીઓને પણ કન્યા આપે છે. તેમાં પણ દમણીઆ તડના મંત્રી વગેરે કાર્યવાહકો વિસ્તૃત વિચારના હોવાથી પંચમાં ઠરાવ કરેલો કે જીલ્લા યા પ્રાંતનો તફાવત રાખ્યા વગર આખા હિન્દમાં વસ્તી ભાવસાર જ્ઞાતિ સાથે વિના સંકોચે રોટીબેટી વ્યહેવાર કરવો, અને કરનારને તડે ઉત્તેજન આપવું. એ ઠરાવનો અમલ પણ કીધો; શું જ્ઞાતિના ગોળ બાંધી લાકડે માકડુ વળગાડી ચોકઠું ગોઠવવું ઠીક કહેવાય ? સારા સંસ્કારવાળી કન્યાનો યોગ્ય વર સાથે સંબંધ થાય એમાં કન્યા બહાર ગામની હોય તો આબરૂ ઘટી એમ સુરતીઓએ છાપી પોતાની ચાર ગામમાં જાહેર થયેલી પટલાઇની હદ મુંબાઇથી ઠેઠ અમદાવાદ અને કાઠીઆવાડ સુધીના ગામોનાં ભાવસારોમાં જાહેરમાં આણી છે.

સુરતીઓની મજકુર પત્રિકામાંની બધી ઝીણી ઝીણી બાબતોનો જવાબ આપવા દમણીઆનુ તડ સમર્થ છે પણ પોતાનો તથા વાંચકવર્ગનો નકામો વખત ગુમાવવા માંગતુ નથી. છતાં ભાઇ જમનાદાસ પાછા સુરતીઓને ઉંધે રસ્તે દોરવશે તો દમણીઆનું તડ દરેક બાબતનો વિસ્તાર પૂર્વક રદીઓ આપશે.

મુંબાઇ, તા૦ ૨૪ મી મે ૧૯૨૪.

લી૦

**દમણીઆ તડની પંચ.**

| | |
|---|---|
| હરજીવનદાસ નાગરદાસ. | હરજીવનદાસ ભીખાભાઇ. |
| ડાહ્યાભાઇ લખમણ. | ગીરધરદાસ નારણદાસ. |
| મોતીરામ કલ્યાણજી. | કચરાભાઇ કુંવરજી. |
| ભા. જીવન પ્રેમજી. | રામજી ભીખા. |
| કચરા કેશવ ભાવસાર. | ભા. વીઠ્ઠલદાસ મોરારજી. |

ખુશાલ જગજીવન.
રણછોડદાસ નારણદાસ.
પરસોત્તમ રામજી.
રણછોડ વલભ ભાવસાર.
ગણેશ મોતીરામ.
ખુશાલદાસ પરસોત્તમ.

મોતીરામ વીઠલ.
મોતીરામ ખુશાલદાસ.
રણછોડદાસ કલ્યાણદાસ.
લખમીદાસ નરસી.
પરસોત્તમ મોરાર.

આ પત્રિકા નં. ૫૯, ધસવાડી, લુહાર ચાલ સ્ટ્રીટ, ધોબીતલાવ, મુંબઈમાં "ભારત-સેવા" પ્રિન્ટીંગ પ્રેસમાં શા. લાલશંકર લક્ષ્મીશંકર પંડયાએ છાપી છે.